# જીવનના પ્રથમ સિદ્ધાંતો



જગતની પ્રત્યેક સંસ્કૃતિ મનુષ્યને કોઈ મધ્યબીંદુથી નીહાળતાં શિખવે છે અને તે દરેકનું મનુષ્યના વિકાસમાં સ્થાન હોય છે. જે જમાનામાં જે જાતના નિયમોની જરૂર જગતનિયંતાને જણાઈ છે, તે જાતના નિયમો એક યા બીજા પયગમ્બરે જનસમાજને સુણાવ્યા છે. અમુક વખતને માટે અમુક સિદ્ધાંત ગમે એટલો જરૂરનો હોય પણ તેથી તે સદા સર્વદા શુભફલજ રહેશે એમ કોઈ બેધડક કહી શકતું નથી. જગત જેમ જેમ પ્રગતિ પામતું જાય છે તેમ તેમ તેની પ્રગતિને આગળ દોરવા નવા નવા સિદ્ધાંતો તેની સન્મુખ રજુ કરવામાં આવે છે. ઉમ્મરે વધે જતા બાળકને એકનું એક ઝભલું સદા ખપનું હોતું નથી તો પછી મનુષ્ય જાતિના વિચારોનું તેવું કેમ હોઈ શકે? માટેજ God fulfils Himself in many ways lest one good custom

should corrupt the world. એકને એક શુભ રીવાજ જગતનું અહિત ન કરે એટલા માટે પ્રભુ અનેક રીતે વિદ્યમાન થાય છે એમ કહેનાર કવિ ટેનીસન હતો.

છતાં પણ કેટલાક નિયમો એવા છે કે જે કુદરતના તારમાં હંમેશાં ગુંથાયલા છે અને તેથી તે અચળ છે, ભૂતકાળમાં તે હતા, અત્યારે પણ તે જીવંત છે અને હજુય તે જીવંત રહેશે. કાળ અને ભૂમિની સાથે એને સંબંધ નથી; જગતના રણક્ષેત્રમાં એ વહે છે અને કદી અહીં તો કદી ત્યાં વિદ્યમાન થાય છે. દુઃખીનો એ દિલાસો છે અને ગૃહસ્થોનો એ માર્ગદર્શક છે; જ્ઞાનીનો આધાર છે તેમ અજ્ઞાનીની એ આશા છે.

એવા અચળ સિદ્ધાંતોમાંનો પ્રથમ સિદ્ધાંત એ છે કે **મનુષ્ય પ્રભુનો અંશ છે અને તે અવિનાશી** છે. એકવાર આ સિદ્ધાંત સમજાય તો

મનુષ્યના જીવનમાંથી નિરાશાના ડંખ સદાને માટે ઉડી જાય અને પોતે ધારે તે નિશાન સાધ્ય કરવા તે સમર્થ બને કારણ કે No goal is too high for man in whom Divinity incarnate resides. તે પ્રભુ છે તેથીજ પ્રભુની સર્વ શક્તિ તેનામાં ગુપ્તપણે રહેલી છે. જેમ ગુલાબની કળીમાં આખા ગુલાબનું સૌંદર્ય બહાર નિકળવાને રાહ જોતું ઉભું છે તેમ પ્રત્યેક મનુષ્યનું પણ તેવુંજ સમજવું. એક વિદ્વાનના શબ્દમાં કહું તો Each one of us is as a bud within which the full beauty of the flower is but waiting to open. અને જો મનુષ્ય માત્રમાં એ સર્વ શક્તિમાનની ચીણગારીઓ રહેલી હોય તો એવી કઈ વસ્તુ છે જે એને અસાધ્ય હોઈ શકે ? વળી પોતાના આદર્શને પ્રાપ્ત કરવામાં અત્યારે જે ભુલો થતી હોય તેનાથી પણ એ નાઉમેદ થતો નથી કારણ કે પોતે અવિનાશી હોવાથી જે કાર્ય પ્રયત્ન કરવા છતાં આજ

એ ન કરી શકતો હોય તે ભવિષ્યમાં પોતે જરૂર બર લાવી શકશે એમ એ માને છે. એડવર્ડ કાર્પેન્ટરના શબ્દમાં કહીએ તો એક જન્મમાં મ્હેં જે જે દુઃખ સહન કર્યાં હતાં તે બીજા જન્મમાં શક્તિરૂપે પ્રકટ થયાં. આ રીતે અત્યારની એની ઉણપતાઓ, અત્યારની એની નિષ્ફળતાઓ ભવિષ્યની કોઈ આદર્શ ઈમારતનીજ ઇંટો જેવી એને જણાય છે અને તેથી જ એનું જીવન આશાથી ભરેલું રહે છે.

**મનુષ્ય માત્ર પ્રભુના સંતાનો છે અને તેથી જ તેઓ ભાઈઓ છે.** કદાચ કોઈ અનીતિમાન યા ચારિત્રહીણ માણસ જોવામાં આવે તો તે પણ પ્રભુનું બાળક છે એ વિચાર આપણા મગજથી દૂર થઈ શકતો નથી. અને તેથી તે આપણો ભાઈ છે એમ આપણને સમજાય છે. આવું થવા પામે ત્યારે જ આપણે તેને ખરે માર્ગે લાવી શકીએ. સર્વ મનુષ્યો બંધુઓ છે એનો અર્થ એવો નથી કે સર્વ

પોતાની શકિત અને સદ્‌ગુણમાં સરખા જ છે. એ કાંઇ બની શકે જ નહિ. ક્યાં શેકસ્પીઅર કે કાલિદાસ અને ક્યાં એક નિરક્ષર મનુષ્ય ? ક્યાં ક્રાઇસ્ટ કે કૃષ્ણ જેવી પ્રેમ મૂર્તિઓ ને ક્યાં દ્વેષ તથા ધીક્કારથી ભરેલ એક ખુની ? એમ છતાં ઉપલો સિદ્ધાંત જો આપણે સમજીએ તો આપણને સમજાશે કે મનુષ્ય અત્યારે ગમે એવો હશે છતાં ધૂળમાં રગદોળાતો તે આપણો જ એક અંશ છે અને અત્યારે એની બાહ્ય સ્થિતિ ગમે તે પ્રકારની હોય તેથી આપણી અને એની વચ્ચેની સાંકળ સ્હેજ પણ ઢીલી પડતી નથી. પણ તે વધારે નબળો છે તેથી જ તેને આપણા પ્રેમની વિશેષ જરૂર છે એમ આપણે કબુલીએ છીએ. જે સ્થિતિ આજ એ ભોગવે છે તે સ્થિતિ આપણે પણ એકવાર ભોગવતા હતા અને આજ જે સ્થાન જગતના પૂર્ણ પુરૂષોનું છે તે સ્થાન આપણા દરેકને માટે નિર્માણ થએલું છે, એ ઉજળું ભવિષ્ય જો આપણે નીહાળી શકતા ન હોઈએ તો કલાપિ કહે છે તેમ

" ટુંકી દૃષ્ટિ જન હૃદયની અલ્પ ખંડોજ જોતી, ને તેથી આ સુઘટસરણી દીસતી ડાઘ વાળી. "

વળી જગતમાં જે બનાવો બને છે તે અકસ્માતથી બનતા નથી પણ એક **પરમયોજના**ના પરિણામ રૂપેજ બને જાય છે. જગતના આદિકાળથી આ ઈશ્વરી યોજના જગત નિયંતાના મનમાં વસે છે અને તે યોજના પ્રમાણે જ મનુષ્યોના પગલાં દોરાય છે આવું સમજનારને જગતની એક પણ ઉથલ પાથલ ડગમગાવી શકતી નથી. ગમે તે પ્રસંગમાં અને ગમે તે સ્થિતિમાં તે મનુષ્ય શાંત અને નિર્ભય રહે છે. અને ભવિષ્યની જે સર્વ ચિંતાઓ આજ મનુષ્યોને દુ:ખી દુ:ખી કરી રહી છે તેનાથી એ મુક્ત બને છે. કારણ કે There's a divinity that shapes our ends, rough-hew them how we will

ખનીજમાંથી વનસ્પતી અને વનસ્પતીમાંથી પશુ તથા પશુમાંથી મનુષ્ય એમ દૈવી જીવન આગળ વધતું

જાય છે. અને આજ આપણે જે સ્થાન મેળવી શક્યા હોઇએ તે વિકાસક્રમની યેજાનાનેજ આધીન છે એમ છતાં **મનુષ્ય પોતના ભાગ્યનો સ્રષ્ટા છે.** અને કર્મ તથા પુનર્જન્મના નિયમો સમજી તે પોતાના સંજોગોને સુધારી શકે છે તથા પોતાનું ભાવિ પોતે ઘડી શકે છે. ભૂતકાળના વિચારોના પરિણામ રૂપે આપણું આજનું ચારિત્ર ઘડાયું છે. ભૂતકાળની ઇચ્છાઓ મુજબ આપણા સંજોગો મળ્યા છે–પછી તે ગમતા કે ન ગમતા હોય–અને ભૂતકાળનાં કાર્યોનાં ફળરૂપે આજ આપણે શારીરિક સુખ યા દુઃખ ભોગવી રહ્યા છીએ. જેવા વિચારો આજ કરીશું તેવું ચારિત્ર ઘડાશે, જેવી ઇચ્છાઓ કરીશું તેવા સંજોગો આવી મળશે અને જેવાં કાર્યો કરીશું તેવાં ફળ ભોગવવાં પડશે માટે 'વર્ત્તમાન એવાં વાવો કે ભવિષ્ય સારાં ઉગે.'

મનુષ્ય સંપૂર્ણ થવા અવતરે છે અને તેથી તેની પ્રત્યેક જીંદગી પૂર્ણતા તરફ જવાની તેની કુચ કહી

શકાય. માટેજ જીવનશાસ્ત્રમાં પ્રવીણ થવું અને મનુષ્યો જેવું નહિ પણ પ્રભુ જેવું જીવન ગાળતા થવું એ દરેક માનવીની ફરજ છે.

સંસ્કૃતિ અને સુધારણા, ફીલસુફી, વિજ્ઞાન અને કળા, દેશ અને પ્રજા—આવાં આવાં સાધનો વડે તે પરમ યોજના મનુષ્યના જીવનમાં બર આવતી જાય છે અને એ રીતે ભિન્ન ભિન્ન અનુભવો દ્વારા તે પૂર્ણતા તરફ આગળ વધે છે. અત્યારે જે કાંઈ હૃદય-દ્રાવક બનાવો જણાતા હોય તે બધાય તે યોજનાના અંગભૂતજ છે અને આખરે તેમાંથી કાંઇક શુભજ જન્મે છે કારણ કે તે યોજનાનો રચનાર પ્રેમથી ભરેલો છે.

અને જીવનનો છેલ્લો એક સિદ્ધાંત **આત્મભોગ**નો છે. પશુઓ જેમ સ્વાર્થથી આગળ વધે છે તેમ મનુષ્યો આત્મભોગને માર્ગે પોતાનો ઉત્કર્ષ સાધી શકે છે. પશુઓ જે નીતિથી વર્તે છે તે નીતિ મનુષ્યોને

માટે જરૂરની હોતી નથી; મનુષ્યનો વિકાસ આત્મભોગથી જ થાય છે અને તેમાંજ મનુષ્યોનું ખરૂં મનુષ્યત્ત્વ રહેલું છે. મનુષ્ય જ્યાં સુધી આત્મભોગના સિદ્ધાંતથી પોતાનું જીવન ગુજારતો હોય ;ત્યાં સુધી એને માટે બીજા કોઇ ધર્મની ખાસ જરૂર રહેતી નથી. જેમ જેમ આપણે દરેક ફળફુલ, પશુ કે પ્રાણી તથા આપણા જાતિબંધુઓ સાથે બંધુત્વભર્યું જીવન ગાળી શકીએ તેમ તેમ આપણે કુદરતના કલાકાર અને પયગમ્બર થતા જઇએ છીએ. દરેકમાં એકજ પ્રેમ અને સૌંદર્ય ઉભરાય છે. દરેકના જીવન તારપર પ્રભુ પોતાનું ધનુષ્ય બાણ ખેંચી રહ્યો છે અને દરેક જીવન પાંખડી પર તે પોતાનો સંદેશ લખી રહ્યો છે એમ સમજવું એજ જીવનના પરમ સિદ્ધાંતોનું રહસ્ય છે. અને જેમ જેમ એ સમજાતા જાય છે તેમ તેમ મનુષ્ય મનુષ્ય મટી દેવ બનતો જાય છે.

*

# કેટલાક જીવન પ્રશ્નો.

જીવનને જેઓ કર્મ અને પુનર્જન્મની દ્રષ્ટિએ નીહાળે છે તેઓને મન જીવનની એવી એક પણ બીના નથી જે અકારણ બનતી હોય, જીવનનો એવો એક પણ બનાવ નથી જે આકાશના કડાકાની માફક તેના પર આવી પડતો હોય. અત્યારે આપણે જે સ્થિતિ અને સંજોગો ભોગવીએ છીએ તે કોઇ ભૂતકાળમાં વાવેલાં બીજનુંજ પરિણામ છે. અને તેથીજ આપણે આપણા ભાગ્યના સૃષ્ટા છીએ. આજ જો આપણે અમુક વિપત્તિથી રીબાવું પડતું હોય તો તેમાં ભૂતકાળમાં આપણેજ ઉભી કરેલી શક્તિને આપણે ભોગવી રહ્યા છીએ કારણકે Karma is a releasing of force, good or bad કર્મ એટલે સારી યા નરસી શક્તિને પ્રદર્શિત કરવી તે. માટેજ અત્યારે આપણે જો શુભ શક્તિનેજ ઉત્પન્ન કરીશું તો ભવિષ્યમાં આપણને સુખ સંપાદન થશે એ પણ

નિઃસંદેહ છે. કુદરતના કાયદા ન્યાયી છે, અને તેનાં ચોક્કસ પરિણામ આવે છે તેથીજ કલાપીએ ગાયું છે કે 'નહિ ત્યાં તું ફાવે કુદરત ન અન્યાય કરશે; તહીં મુંગે મ્હોંએ જગત સઘળું દંડ ભરશે.' અને તેથીજ જીંદગી એક ઋણ છે એમ પણ આપણે કહી શકીએ. જેમ કરેલાં દેવાં આપણે એક વેળા ચુકવવાં પડે છે તેમ કરેલાં કર્મો આપણેજ એકવાર ભોગવવાં પડે છે અને તે આપણે આજ ભોગવવાં પડતાં હોય તો તે બદલ આપણે ખુશ થવું જોઇએ કારણકે એટલા પ્રમાણમાં આપણે આપણા બોજામાંથી મુક્ત થતા જઈએ છીએ.

પણ જગતમાં ઘણી જાતના મનુષ્યો આપણે જોઇએ છીએ અને તેવીજ રીતે એક મનુષ્ય મન અને હૃદયની શક્તિઓ ધરાવનારો, અને બીજો છેક નિરક્ષર અને જંગલી હોય તો શું એ કુદરતનો ન્યાય છે એમ આપણને સ્વભાવિક પ્રશ્નો થશે. ખરૂં છે કે દરેક જણ પોતાની શક્તિઓમાં સરખાં નથી, પણ

તેનો અર્થ માત્ર એટલોજ છે કે એકે પોતાનો વિકાસ હજુ અત્યારેજ શરૂ કર્યો છે, અને તેથીજ તે વિકાસમાં બાળક જેવો છે; જ્યારે બીજાએ ઘણા જીવનોથી અનુભવ સંપાદન કરી પોતાની શક્તિઓ ખીલવી છે અને તેથી આજ એ સંસ્કૃતિના શિખરે પહોચ્યો છે. આ તફાવતમાં કુદરતનો અન્યાય નથી; માત્ર એમાં વખતનોજ સવાલ છે. જેમાં ઘણાં વર્ષો પૂર્વે વાવેલું બી આજ એક વિશાળ વૃક્ષના રૂપમાં આપણે જોઈ શકીએ, અને થોડાંકજ વર્ષ પર વાવેલું બી માત્ર એક ન્હાના રોપા જેવુંજ દેખાય તેમ મનુષ્યનુ પણ તેવુંજ સમજવું. અત્યારે કોઈ બે મનુષ્યોમાં તફાવત જણાતો હોય તો તે એટલાજ માટે કે એકમાં પ્રભુની વિશેષ શક્તિ ખીલી છે, જ્યારે બીજામાં તે ઓછી ખીલેલી છે. એમ છતાં તેઓ બન્નેમાં એકજ પ્રભુ રહેલો છે એમાં શંકા નથી. ક્રાઇસ્ટ અને કૃષ્ણ જેવી દિવ્યતા આજ આપણામાં નહોય છતાં આપણે બધાંય એક દિવસ તો ક્રાઇસ્ટ અને કૃષ્ણ જેવા બનવાના

છીએ, એ શું આપણા ભવિષ્યનું એક આશાજનક ચિન્હ નથી ?

વળી હલકાં માબાપને ત્યાં જન્મેલાં બાળક શું હલકી જાતનાંજ હોય, અને સારાં માબાપને ત્યાં જન્મેલાં બાળક શું સારાંજ હોય ? આ પ્રશ્નના જવાબમાં એટલુંજ કહી શકાય કે સામાન્ય રીતે નઠારાં માબાપને ત્યાં હલકી પંક્તિનાંજ બાળકો જન્મે છે, પણ આ નિયમમાં અપવાદરૂપ દ્રષ્ટાંતો નથી એમ નહિ. બુકર ટી. વોશિંગટન એક સીધીને ત્યાં જનમ્યો હતો પણ કોણ કહી શકશે કે બુદ્ધિ અને નીતિમાં એ આગળ પડતો જીવ નહતો ? કેટલીક વેળા આગળ વધેલા જીવાત્માઓ હલકી વર્ણને આગળ દોરવા, તેનો વિકાસ કરવા પોતેજ તે વર્ણમાં જન્મ લે છે અને તેઓ ઉન્નત થઈ શકે એમ છે, એવું દ્દષ્ટાંત પોતાના જીવનથી પુરુ પાડી તેમને આગળ દોરવા પ્રયત્નો કરે છે અને એટલાજ માટે બુકર ટી. વોશીંગટન સીધાને ત્યાં જન્મ્યો હતો, અને એટલાજ

માટે કેટલાક સંત મહંતો હલકી વર્ણમાં જન્મેલા આપણે નિહાળીએ છીએ. આવાં બાળકો રંક માબાપની ધૂળ ભરી ઝુંપડીઓમાંય રજ નિર્મળ ફુલો જેવાં ખીલે છે, અને પોતાની સુવાસથી આખી કોમને પરિમલભીની કરે છે. વળી કેટલીક વેળા કોઇ ઓછો ઉન્નત થયેલ આત્મા ભૂતકાળમાં કરેલાં સતકર્મોને અંગે કોઈ ઉચ્ચ મનુષ્યના સંબંધમાં આવે છે, અને પોતે કરેલાં શુભ કર્મનો બદલો લેવા કોઈ ઉચ્ચ કુટુંબના વાતાવરણમાં મુકાય છે. આ પ્રમાણે તે મનુષ્ય તે કુટુંબને માટે નાલાયક જેવો જણાય છતાં પણ તેમાંય કુદરતનો અન્યાય નથી!

વળી કુદરતને ત્યાં જો ન્યાયજ હોય તો કેટલાંક બાળકો જન્મીને શા માટે મરી જતાં હશે? અને એવો વ્યર્થ જન્મ તેમને શા માટે લેવો પડતો હશે? આવા પ્રસંગોમાં પણ કર્મનો હાથ હોય છે અને બહારથી અકારણ દિસતા બનાવોની પાછળ પણ કર્મનો કાયદો કાર્ય કરી રહ્યો છે. જ્યારે કોઇ મનુષ્ય ઉદ્દેશ વિના

અને કટુ લાગણીઓ વિના અજાણપણે બીજા મનુષ્યનું 'ખુન' કરે છે, ત્યારે આવા વ્યર્થ જન્મ લઈ તેને તે કર્મ પુરૂં કરવું પડે છે. દાખલા તરીકે, કોઈ બીડી પીનાર સખ્સ પોતાની બીડી સળગાવી દીવાસળી ફેંકી દે, પછી દૈવયોગે એવું બને કે તે દીવાસળી કોઈ ઘાસની ગંજીપર પડે અને તે સળગી ઉઠે, અને તેને લઈ પાસેનું કોઈ ઝુંપડું બળી જાય અને તેમાં રહેનાર મનુષ્ય તે આગમાં મરણ પામે. આ મનુષ્યના મરણને આપણે ' ખૂન ' કહી શકતા નથી. એમ છતાં આવાં ચોકસાઈની ખામીવાળાં કાર્યોનાં કર્મ તો હોય છેજ. અને તે મનુષ્ય એકાદ આવો વ્યર્થ જન્મ લઇ આવાં કર્મો ચુકવે છે. તાત્કાળીક મરણ પામનારાં બાળકોને માત્ર પોતાનું જીવન શરૂ કરવામાં થોડીક ઢીલ થાય છે તે વિના બીજું કાંઇ એમને વેઠવાનું હોતું નથી. અને તેથી પોતાની બીનકાળજીને પરિણામે એણે જે મનુષ્યની જીવનયાત્રા બંધ પાડી હતી, જે મનુષ્યના જીવનમાં વિક્ષેપ નાખ્યો હતો તેવો વિક્ષેપ અને તેવો

વિલંબ પોતે આવો એકાદ વ્યર્થ જન્મ લઇ ભોગવે છે, પછી તરતજ તે પાછો ફરે છે, પણ આવા બનાવોમાં માતપિતાનું કર્મ વધારે પ્રમાણમાં હોય છે, અને તેમનાં કર્મ ભોગવાઈ જાય એટલા માટે આવા કર્મવાળો કોઈ જીવ પસંદ કરવામાં આવે છે અને તેની દ્વારા તેમનું કર્મ ભોગવાય છે. આવા બનાવોમાં ખરો ગેરલાભ તો માતપિતાનેજ હોય છે કારણ કે જે બાળકને માટે તેમણે લાંબા વખતથી આશા રાખી હતી તે અવતરીને તરતજ ગુમ થઇ જવાથી તેમના હૃદયપર આઘાત થાય છે. આ પ્રમાણે બન્ને જણનાં કર્મો એકી વખતે ભોગવાઈ જાય છે.

વળી કેટલીક વેળા કોઈનો એકનો એક જુવાન છોકરો મરી જાય છે તેમાં પણ કર્મનો હાથ હોય છે. સંજોગોને લઇને કોઈ માણસને પોતાના કોઈ સગાનાં એકાદ બે બાળક ઉછેરવાનું આવી પડે, તે માણસ જો તે બાળકો પર પુરતું હેત ન રાખે અને તેમની પુરતી સંભાળ ન લે અને તેને લઇને તે બાળકો

જો મરણ પામે, તો ભવિષ્યમાં તે માણસને જ્યારે એકનો એક વ્હાલો પુત્ર હોય તેવે વખતે તે પુત્ર જુવાનીમાં મરણ પામે. એ માતપિતાએ પોતાના હાથ નીચે મુકાયેલાં બાળકો પર જે પ્રેમ રાખવો જોઇતો હતો તે ન રાખ્યો અને તેને અંગે તેમને આવા અનુભવોથી તે પાઠ શીખવાની ફરજ પડી. આવા પ્રસંગો પછી તે માતપિતા બાળકો પ્રત્યે માયાળુ વર્તન રાખતાં શિખે છે. બાળકને માટે તલસતી સ્ત્રીઓ પણ અત્યારે જો બાળકો તરફ પ્રેમાળ વર્તન કરે તો ભવિષ્યમાં તેમની આશા ફળીભૂત થયા વિના રહેતી નથી.

ઘણી વેળા ચારિત્રહીન મનુષ્યો કેમ વૈભવપૂર્ણ અને લક્ષ્મીને ખોળે મહાલતા હોય છે એ પ્રશ્ન પણ આપણને થાય છે. એમાંયે કુદરત અન્યાય નથી કરતી. આપણામાં કહેવત છે કે વાવે તેવું લણે અને આપે તેવું પામે. કોઈ માણસ સખાવતમાં પુષ્કળ પૈસા ખર્ચે અને ગામમાં હોસ્પીટલ કે બગીચા બંધાવે, પણ આ બધું કરવામાં ધારો કે તેનો આશય ખીતાબ કે

માનમર્તબોજ મેળવવાનો હોય અને તેમાં બીજાનું ભલું કરવાની લાગણી ન હોય તો સ્વાભાવિક છે કે આવા સખ્સને પણ પોતાના કાર્યનો બદલો તો મળેજ. એણે બીજાઓને એક યા બીજા આશયથી પણ સ્થૂળ સુખનાં સાધન આપ્યાં છે અને તેથી બીજા જન્મમાં એને સ્થૂળ સુખનાં સાધન મળે તો તેમાં શી નવાઈ છે? પણ હૃદયથી એણે જે નથી આપ્યું–જે શુભ આશયો નથી રાખ્યા તેનો બદલો એને કયાંથી મળે? માટે એનું ચારિત્ર ઉચ્ચ પ્રકારનું હોતું નથી, તેણે જો લાગણી પૂર્વક બીજાઓનું કલ્યાણ કરવાની ભાવનાથી પોતાની સખાવત કરી હોત તો, એને સ્થૂળ સુખ ઉપરાંત પણ હૃદયનું સુખ મળત અને તેથી એ ઉચ્ચ ભાવનાઓવાળો મનુષ્ય થવા પામ્યો હોત.

એવીજ રીતે કોઇ નિર્ધન મનુષ્ય પણ જો બીજાનું દુઃખ જોઈ તેને આર્થિક મદદ ન કરી શકે છતાં તેના પ્રત્યે જો તે શુભ આશીષોજ મોકલાવે તો તેને હૃદયનું સુખ મળે છે–સ્થૂળનું સુખ નહિ, કારણકે તે એણે

આપ્યું નથી. આ રીતે જે જે આપણે આપીએ છીએ તે તે આપણને મળે છે અને 'આપ્યા વિના નવ પામીએ વિત્ત' એ સુદામા ચરિત્રની કથા સાચી ઠરે છે.

કુટુંબના એક માણસના કર્મોને લઇને કુટુંબનાં બધાં માણસોને શા માટે ખમવું પડતું હશે એ તપાસીએ. ખરૂં છે કે કુટુંબના એકાદ માણસના કૃત્યને લઇને આખા કુટુંબને ઘણી વાર શોસવું પડે છે પણ એમાં કુટુંબના દરેક સભ્યનો હીસ્સો હોય છે અને તેથી એ સંયુક્ત કર્મ એ પ્રમાણે ભોગવાય છે. એવું એક પણ કર્મ આપણે ભોગવવું પડતું નથી જે આપણેજ કોઈ પણ રીતે ઉત્પન્ન કર્યું ન હોય, એટલું જો માણસ સમજતો થાય તો એના જીવનની ઘણી વિષમતા દૂર થાય. ધારો કે કોઈ લૂંટારો હોય; તે બીજાઓને લૂંટી ધન આણે એ ધન એના કુટુંબના દરેક માણસ ભોગવે, એ ધન વડે દરેક જણ સુખ આરામ કરે; એ રીતે તે દરેક જણ પેલા લૂંટારાના કર્મમાં ભાગીદાર બને છે. પછી જ્યારે એ કર્મ ભોગવવાનો વખત આવે

ત્યારે તે બધાં પાછાં સાથે જન્મ પામે છે અને કુટુંબમાં કે એવીજ બીજી કોઈ રીતે એકત્ર થાય છે અને જેવી રીતે એક જણની સંપાદન કરેલી સમૃદ્ધિથી સુખ કરતાં હતાં તેવીજ રીતે અત્યારે એક જણના કૃત્ય દ્વારા સહન કરવું પડે તો શું તેમાં દરેકનો હીસ્સો નથી?

કોઇ વેળા એમ પણ બને છે કે કોઇ મનુષ્યને જોતાંની સાથેજ આપણને તેને વાસ્તે લાગણી ઉત્પન્ન થાય છે, અને તે કોઈ આપણો સગો કે મિત્ર હોય એમ આપણને લાગે છે. આવી લાગણીને આપણે પ્રથમ દ્રષ્ટિએ પ્રેમનું નામ આપીએ છીએ. આવા બનાવોનું કારણ માત્ર એટલુંજ હોઈ શકે કે તે જીવાત્માને ભૂતકાળમાં આપણે ઓળખતા હોઇશું અને તેથીજ જ્યારે આ જન્મમાં આપણે એને નિહાળીએ છીએ ત્યારે કાળના પડદા ભેદી આપણે આપણા જુના મિત્રને ઓળખીએ છીએ, અથવા આપણા અને એ મનુષ્યના વિચારોની સમાનતાને લઇને પણ આપણને એને માટે પ્રેમ ઉત્પન્ન થાય અને એ રીતે

બન્ને આત્માઓ એક બીજા તરફ મિત્રભાવે જુવે. એજ રીતે જેની તરફ આપણને તિરસ્કાર થાય છે તેણે ગત જન્મોમાં આપણું અહિત કર્યું હશે અને તેથીજ આપણે તેને ચાહી શકતા નથી. પણ આ બધું જાણવાનો શો ઉપાય છે? મનુષ્ય મટી દેવ થવું એજ જો જીવનનું ધ્યેય હોય તો નિત્ય નિત્ય આપણે કેવી રીતે એ આદર્શને જીવનમાં ઉતારવું એ આપણી સતત પ્રવૃત્તિ હોવી જોઇએ, અને તેથીજ જે જે કાંઇ આપણને આપણા એ આદર્શને સિદ્ધ કરવામાં સહાય કરતું હોય તે સઘળાનો આપણા જીવનમાં ઉપયોગ છે એમ આપણે કહી શકીએ. માટેજ જો કોઇને પણ આપણે ધીક્કારતા હોઇએ તો થોડોજ વખત તેનાથી દૂર રહેવું અને દૂર રહી તેના પ્રત્યે પ્રેમના વિચારો મોકલવા, તેના સદ્ગુણો તરફજ હમેશાં દ્રષ્ટિ રાખવી અને ફરી પાછા જ્યારે ભેગા થઇયે ત્યારે કેવું સ્નેહાળ જીવન ગુજારીશું એની કલ્પનાઓમાં મસ્ત રહેવું. આ પ્રમાણે કરવાથી જ્યારે આપણે પાછા એને મળીશું

ત્યારે ભૂતકાળની દ્વેષની સાંકળો સ્હેજ ઘસાયલી જણાશે અને એ રીતે આપણે એની વધારે નજદીક ગયા હોઇએ એમ આપણને લાગશે. એની ઉપર કરેલા ઉપકારો યાદ ન કરતાં એણે આપણી પર કરેલા ઉપકારો જો આપણે સ્મરણમાં લાવતાં શિખીએ તો દ્વેષ ઉપર જય મેળવવાની આપણી ક્રિયા ફલંગે ફલંગે વધવા માંડે. પ્રેમની વૃદ્ધિ એ જીવનનો વિકાસ છે અને તેથીજ જો સમજીને આપણે બીજાંઓને ચાહતાં નહિ શીખીએ તો કુદરત કડવા અનુભવો ચખાડી આપણને એ પાઠ શિખવશે.

હવે પ્રથમ દ્રષ્ટિએ પ્રેમનો વિચાર કરીએ. કદાચ કોઈ સુંદરીને નીહાળતાં આપણે તેનાથી મુગ્ધ થઇએ અને તેના તરફ પ્રેમનાં વહેણ વહેવા માંડે, પણ એ તો કદાચ શારીરિક સૌંદર્યનોય જાદુ હોય, કદાચ વાંકડીઆ વાળ ને ગુલાબી સાડીનો પણ એ પ્રભાવ હોય! પણ એટલું તો ખરૂંજ છે કે જ્યાં આવા શરીર સૌંદર્યનોજ પ્રેમ હોય છે ત્યાં તે પ્રેમ લાંબો

વખત ટકી શકતો નથી અને પોતાની વાસનાઓ સંતોષ પામ્યા પછી અગર તે દેહસૌંદર્ય અલોપ થતાં આવા પ્રેમ તાઢા પડી જાય છે અને થોડાજ વખત પછી તે સુંદરી આપણા મગજમાં જરાય સ્થાન ભોગવતી હોતી નથી. અને તેથીજ કેટલાક દેશોમાં 'તલાક'ના કાયદાની સહાય લેવી પડે છે. પણ જ્યાં સાચો અને દૃઢ પ્રેમ હોય છે ત્યાં બન્ને જણા એક બીજાને વધારે સમજતાં થાય છે, એમનો પ્રેમ દીવસે દીવસે વધતો જાય છે અને એક બીજાને વધારે સુખી બનાવવા દરેક જણ મથન કરે છે, તેથીજ આવા પ્રેમથી થયેલાં સ્નેહલગ્નો મનુષ્યને પૃથ્વીપર સ્વર્ગનાં દર્શન કરાવી શકે છે. **જે પ્રેમ આપણી ચાહનાને વિશાળ બનાવતો હોય, જે પ્રેમ બદલાની આશા વિનાનો હોય, જે પ્રેમને સ્થૂળ તૃપ્તિની જરૂર ન હોય, જે પ્રેમ અર્પણ કરવામાં જીવનનું સાફલ્ય સમજતો હોય, જે પ્રેમ સામાની દિવ્યતાને નિહાળી તેને નમન કરતો હોય એજ પ્રેમને અણીશુદ્ધ પ્રેમ કહી શકાય.**

આ બધાનો એજ અર્થ છે કે જીવનમાં કશુંય અકારણ બનતું નથી; જગતમાં પ્રભુની એક મહાન યોજના છે અને ખનીજને વનસ્પતિરૂપમાં અને વનસ્પતિને પશુરૂપમાં તેમજ પશુને મનુષ્યરૂપમાં ઉન્નત કરી રહી છે. દરેક મનુષ્ય એક દિવસ પ્રભુ બનનાર છે એજ આશાનો પયગામ તે મહાન યોજના આપણી સમક્ષ અહરનીશ ગુંજી રહી છે. અત્યારે એના એ યોજનાના ડંખ ગમે એવડા કારમા દીસતા હોય છતાં તેની પાંખડીએ પાંખડીએ પ્રેમ અને મૃદુતા પથરાયલી છે, કારણકે એનો કર્તા ઉત્પાદક પ્રેમ અને કરૂણાથી ભરેલો છે. જીંદગીના રહસ્યભર્યા પ્રશ્નોનો ઉકેલ દરેક પોતાની મેળેજ આણવાનો છે છતાં એટલું તો સાચુંજ છે કે કુદરતના કેટલાક અચળ નિયમો સમજવાથી તે કાર્ય સહેલું થઈ જાય છે. અને કુદરતના આ અચળ નિયમો આપણને બાંગ પોકારીને કહી રહ્યા છે કે **'વર્તમાન એવાં વાવો કે ભવિષ્યમા સારાં ઉગે.'**

*

# ભાગ્યના સૃષ્ટા બનો !

મનુષ્ય પોતાના ભાગ્યનો સૃષ્ટા છે અને તેથી જ આજ એ જે કાંઈ સુખ દુઃખ ભોગવતો હોય તે એણે પોતે જ ઉત્પન્ન કરેલું છે અને તેમાં બીજાને દોષ દેવાનું કારણ નથી. જેવી રીતે ભૂતકાળના કર્મોથી આજની એની સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેવીજ રીતે આજનાં કર્મોથી એનું ભવિષ્ય રચાશે એ પણ નિઃસંદેહ છે. એ ભવિષ્ય ઘડવાને માટે આપણે નીચેના ત્રણ મહાન નિયમો સમજવા જોઈએ અને તે પ્રમાણે વર્તવું જોઇએ.

**૧. જેવા વિચાર તેવું ચારિત્ર ઘડાય છે—** મનુષ્યનું આજનું ચારિત્ર એ એના ભૂતકાળના કરેલા વિચારોનું પરિણામ છે, પોતે હંમેશાં સારાજ વિચારો કર્યા હોય તો આજનું એનું વર્તન પણ સારૂંજ થયા

વિના રહેતું નથી. બી વાવ્યું હોય તેવું વૃક્ષ ઉગે છે તેવીજ રીતે જેવા વિચારો કર્યા હોય તેવું ચારિત્ર અત્યારે આપણને મળે છે. વિચારોવડે આપણે આપણા ચારિત્રને સુધારી કે બગાડી શકીએ છીએ, દાખલા તરીકે જો આપણે ક્રોધી હોઇએ અને જરા જરામાં ઉશ્કેરાઇ જતા હોઇએ તો આપણા વિચારોવડે આ દુર્ગુણ આપણે દૂર કરવા સમર્થ છીએ. આ દુર્ગુણ આપણામાં છે એમ નક્કી થયા પછી કદી પણ એનો એ દુર્ગુણનો વિચાર કરવો નહિ કારણ કે વિચારો-વડે જ જો ચારિત્ર રચાતું હોય તો એ દુર્ગુણનો વિચાર કરવાથી આપણે એ દુર્ગુણને પુષ્ટી આપીએ છીએ અને એ રીતે વધારે દુર્ગુણી થઇએ છીએ. મનુષ્યો પોતાના દુર્ગુણોપર વિચાર કર્યા કરવાથી વધારે દુર્ગુણી થાય છે. માટે કોઈ પણ દુર્ગુણને દૂર કરવા માટે તેનો વિચાર જ કરવો નહિ. પણ તેની સામેના સદ્‌ગુણનો વિચાર કરવો. ક્રોધ હોય તોશાંતિનો કે ધીરજનો અને દ્વેષ હોય તો પ્રેમનો વિચાર કરવો

કે જેથી તે સદ્દગુણ આપણામાં આવતો જાય. જો આપણે ક્રોધી હોઇએ તો દરરોજ પાંચ મીનીટ સુધી ધીરજ અથવા શાંતિનો વિચાર કરવો પણ એમાં યાદ રાખવાનું માત્ર એટલુંજ છે કે ઘણા મનુષ્યો એકાદ દિવસ આ પ્રમાણે વિચાર કરી પછી પડતો મૂકે છે અને વળી પાછો થોડાક દિવસ પછી તે વિચાર કરવો શરૂ કરે છે એ પ્રમાણે આપણે કરવું નહિ. કારણકે એવા અનિયમિત વિચારોથી કાંઈ લાભ થતો નથી. આપણે આપણા પ્રયોગનું જો કાંઈ પણ ફળ ચાખવું હોય તો આપણો આ પ્રયોગ આપણે નિયમિત રીતે હંમેશા જારૂ રાખવો જોઈએ. આ પ્રમાણે હંમેશાં પાંચ મીનીટ ધીરજપર ધ્યાન કરવું. આપણે ધીરજવાળા અને શાંતિથી ભરેલા છીએ અને એ સદ્ગુણ આપણામાં પૂર્ણ રીતે પ્રકાશે છે એમ કલ્પવું પછી જે કોઈ માણસો આપણી ધીરજ તોડાવતા હોય, આપણને ઉશ્કેરી નાંખતા હોય એવા મનુષ્યોને આપણે મળીએ છીએ અને તેઓ આપણને ઉશ્કેર-

વાને યત્ન કરે છે અને એમ છતાંય આપણે સંપૂર્ણ રીતે આપણી ધીરજ રાખી શકીએ છીએ અને તેમની સાથે શાંતિથી વર્તીએ છીએ એમ કલ્પવું. એ વખતે આપણા વિચારોમાં એવો સ્વપ્ન પણ ભાસ થવા દેવો નહિ કે આપણે ક્રોધને વશ થઇએ છીએ. આ પ્રમાણે અઠવાડીયા સુધી નિયમિત રીતે કરીશું તો દિવસના કાર્યો દરમ્યાન આપોઆપ આપણને ધીરજ અને શાંતિનો વિચાર આવશે. કદાચ પ્રસંગ આવતાં આપણે એકાએક ગુસ્સે થઈ જઇશું પણ ગુસ્સે થતાની સાથેજ આપણને સ્હવારના શાંતિના વિચારનું સ્મરણ થશે અને આપણને લાગશે કે શાંતિ રાખી હોત તો સારૂં થાત આ પ્રમાણે નિષ્ફળ નીવડયા છતાં પણ આપણે આપણો પ્રયોગ જારૂ રાખ્યો હોય તો આખરે એવી સ્થિતિ આવશે કે જ્યારે કોઇની સાથે ગુસ્સે થવાનો પ્રસંગ આવશે તેજ વખતે ગુસ્સો કરતા પહેલાં શાંતિનો વિચાર આવશે અને આપણે ગુસ્સો કરતાં અટકી જઇશું. આવી સ્થિતિ આવે તો પણ હજુ

પ્રયોગને જારી રાખવો એટલે આખર જતાં આપણા ચારિત્રમાં ધીરજનો ગુણ બરાબર સ્થિર થશે અને પછી આપણે ગમે તેવા ઉશ્કેરે એવા પ્રસંગોમાં પણ ધીરજ રાખી શકીશું. આ પ્રમાણે વિચારના બળથી આપણી દુર્બળતાઓ દૂર કરતા જઇએ છીએ અને તેને સ્થાને સદ્ગુણોને ખીલવીએ છીએ. આ પ્રમાણે એક એક ઇંટ કરી આપણે ચારિત્રની દિવાલ તૈયાર કરી શકીએ છીએ. આ વસ્તુની અગત્યતા જો આપણને સ્હમજાઇ હશે તો તેને માટે રોજ પાંચ મીનીટનો ભોગ આપવો આપણને કઠણ કાર્ય જણાશે નહિ. ખરેખર આખી જીંદગી નીસાસા નાંખ્યા કરવા કે જો હું આવો હોત તો કેવું સારૂં ?' એના કરતાં આ શું વધારે સારી રીત નથી ? વિચાર એ ઉત્પાદક શક્તિ છે. પ્રભુએ પણ વિચારવડે જ વિશ્વને ઉત્પન્ન કર્યું છે તેવી રીતે આપણે પણ આપણું જગત્ આપણા વિચારોવડે ઉત્પન્ન કરી શકીએ અને એ રીતે ભવિષ્યની સુંદર ઇમારતનો પાયો આજથી જ નાંખી શકીએ.

**(૨) ઇચ્છીએ તેવું જ આપણને મળે છે–**
આપણા જીવનમાં વાસનાનું રાજ્ય સર્વત્ર નજરે પડે છે, રાગ અને દ્વેષ, પ્રેમ અને તિરસ્કાર હરઘડીએ આપણા જીવનમાં આપણે અનુભવી છીએ. ઘડીકમાં પેલી વસ્તુ અને ઘડીકમાં આ વસ્તુ આપણને આકર્ષી રહી હોય છે અને એ પ્રમાણે જ્યાં સુધી આપણે બાહ્ય પદાર્થોથી આકર્ષાઇએ છીએ ત્યાં સુધી તેને વાસનાનું નામ આપવામાં આવે છે અને બાહ્ય પદાર્થોથી આકર્ષાઈ ન જતાં જ્ઞાન કે બુદ્ધિપૂર્વક પગલાં ભરીએ છીએ ત્યારે તેને ઇચ્છાશક્તિનું નામ આપવામાં આવે છે. બળવાન અને નિર્બળ મનુષ્યોનો તફાવત પણ માત્ર એટલો જ છે કે નિર્બળ મનુષ્ય જ્યારે બહારની વસ્તુઓથી ખેંચાઈ જાય છે, રાગદ્વેષનાં મોજાંમાં તણાય છે ત્યારે બળવાન મનુષ્ય પોતાના અનુભવો પ્રમાણે રાગ-દ્વેષથી પર થઇને પોતાના નિશ્ચયો કરે છે અને પોતાને ગમે કે ન ગમે છતાં ખરું લાગે તે કરે છે. જેવી રીતે લોખંડનો ટુકડો લોહચુંબક તરફ વળે છે

તેવી રીતે આપણને ગમતી વસ્તુઓ તરફ જવાની વૃત્તિ આપણા દરેકમાં રહેલી છે. આ પ્રમાણે આકર્ષણ થવાનું કારણ એ છે કે દરેકમાં એક જ જીવન રહેલું છે અને તેથી જુદી જુદી આકૃતિઓ એક થવાને માટે પ્રયત્ન કરી રહી છે માટે જ જે વસ્તુને મેળવવા માટે આપણે ઇચ્છા કરીએ છીએ તે વસ્તુ આપણા તરફ આકર્ષાય છે. એક ટુંકી જીંદગીની મુદ્દતમાં પણ આ નિયમ સાચો ઠરતો હોય એમ આપણને લાગે છે. જો કોઈ દેશ જોવાની આપણને તિવ્ર ઇચ્છા થાય તો સંભવ છે કે આપણે મરણ પામીએ તે અગાઉ આપણી ઇચ્છાઓ સફળ થાય છે અને તે દેશ જોવાની આપણને તક મળી આવે છે; જેટલા પ્રમાણમાં આપણી ઇચ્છાઓ બળવાન હોય છે તેટલા જ પ્રમાણમાં તે જલ્દી સફળ થવા પામે છે. જેમ એક જીંદગી માટે આ સિદ્ધાંત સાચો છે તેમ અનેક જીંદગીઓની મુદ્દત માટે પણ તે તેટલો જ સાચો છે. ભૂતકાળમાં કરેલી આપણી વાસનાઓ

આપણી વાંચ્છીત વસ્તુ પાસે આપણને ઘસડતી જાય છે અને તેનો ઉપભોગ કરવાની તક આપણે ચર્ણે ધરે છે. આ રીતે ઇચ્છા અથવા વાસનાઓ આપણી તકો ઉત્પન્ન કરે છે. જેવી ઇચ્છાઓ કરી હોય એવી તકો અને એવાં સાધન આપણને આવી મળે છે.

માટે જ **આપણે જેની ઇચ્છા કરીએ તેની સંભાળ રાખવી.** અજ્ઞાનતામાં કદાચ ખોટી ઇચ્છાઓ કરીશું તો તેવી તકો જરૂર આપણને મળશે અને તેને અંગે જે દુઃખ નીપજશે તે પણ આપણે ભોગવવું પડશે. દાખલા તરીકે ધનની ઇચ્છાઓનો પ્રશ્ન તપાસીએ. મનુષ્યમાં ધન કમાવાની ઇચ્છા બહુ જ સામાન્ય હોય છે અને તેમાં કશુંય ખોટું નથી કારણ કે ઇચ્છાઓ હોવી એ આપણા વિકાસનો માર્ગ છે. જ્યાં સુધી ધન કમાવા કરતાં બીજી વધારે સારી ઇચ્છાઓ જાગે નહિ ત્યાં સુધી ધન કમાવાની ઇચ્છાથી જ આપણે આગળ વધીએ છીએ. પણ ધન એ જ જીંદગીનો અંતિમ હેતુ નથી. ધન તો માત્ર જીંદ-

ગીનું સાધન છે એટલું આપણે યાદ રાખવું જોઇએ. ધન કમાવામાં આપણે જે મહેનત કરીએ છીએ તેમાંથી કેટલીક શક્તિઓ આપણામાં ખીલે છે અને જીવનમાં ઉપયોગી વસ્તુ તો આ શક્તિઓ ખીલવવી એ જ છે. કારણુ કે એ અનાશવંત છે. માટે જ આપણું લક્ષ આપણી શક્તિઓ ખીલવવા તરફ હોવું જોઈએ અને જ્યાં સુધી શક્તિઓ ખીલવવા તરફ આપણું લક્ષ હોય છે ત્યાં સુધી ધન હોય કે ન હોય એ અગત્યની વસ્તુ આપણુને જણાતી નથી. કારણુ કે આપણી શક્તિઓ કોઈ પણ સંજોગોમાં આપણે ખીલવી શકીએ. ધન હોય તો તેને સાધનરૂપ વાપરીએ છીએ ન હોય તો તેથી જીવનની આપણી કુચ અટકી પડતી નથી. જેઓ ધનને ધન ખાતર જ ચાહે છે તે જ ધન ન મળતાં અથવા જતું રહેતાં દુઃખી થાય છે. વળી આખી જીંદગી મહેનત કરી ધન કમાયા પછી તેનું શું કરવું એ એને ઘણીવાર સુઝતું નથી. ધન હોતું નથી ત્યાં સુધી ધનમાં જ સુખ છે એમ

માણુસ સમજે છે પણ ધન મળ્યા પછી તેમાં રહેલું સુખ તેને જણાતું નથી. ધન કરતાં પણ કોઈ બીજી વસ્તુમાં સુખ રહેલું છે એમ એને લાગે છે અને એ રીતે મનુષ્ય પોતાના સુખની શોધ આગળ ચલાવે છે. કુદરતની આ સુંદર કૃતિને લઇને મનુષ્યો એક વસ્તુની ઇચ્છામાંથી બીજી વધારે સારી વસ્તુઓ મેળવવા પ્રયત્ન કરે છે અને એ આગળ વધે છે. મનુષ્યમાં ઇચ્છા જ ન હોય તો તે આળસુ બની જાય અને એ રીતે એનો વિકાસ અટકી જાય પણ વાસનાના બળવડે તે હમેશાં આગળ જ વધતો જાય છે અને આખરે એને સમજાય છે કે વસ્તુઓમાં સુખ નથી પણ ખરૂં સુખ ઇશ્વરી જીવનમાં છે. આ રીતે દરેક વસ્તુ પ્રાપ્ત કર્યા પછી એ એને કંટાળારૂપ લાગે છે અને આખરે તે ઇશ્વરી જીવનના માર્ગ તરફ વળે છે. આજ ભાવ કવિ હર્બર્ટે નીચેની લીટીઓમાં બહુ જ સુંદર રીતે આપ્યો છે કે મનુષ્ય ભલે પૈસાદાર થાય પણ સાથે તેને કંટાળો, અસંતોષ તો રહેવાનાં જ

કે જેથી સદાચરણથી જો એ મ્હારે (પ્રભુને) માર્ગે ન આવે તો પણ આખરે કંટાળીને તે મ્હારૂં શરણ લે. સર્વ ઇચ્છાઓનું એવું જ સમજવું. જ્યાં સુધી કોઈ પણ ઇચ્છામાં આપણું મન હોય છે ત્યાં સુધી તેના પાઠ આપણે શીખવા બાકી છે એ જ તેનો અર્થ છે. જ્યારે તે વાસનામાંથી નિપજતાં દુઃખોને અંગે આપણે પાઠ શીખીએ છીએ પછી તે વાસનામાં આપણને સુખ જણાતું નથી. કોઇને સ્ત્રીમાં ને કોઇને ધનમાં, કોઇને સંતતીમાં ને કોઇને માનપાનમાં સુખ જણાય છે પણ આ સઘળાંમાંથી દુઃખ નિપજ્યાં હોય એમ કોણ નથી જાણતું ? ધનમાં જ સુખ હોય તો ઘણાય ધનિકો કેમ પોતાની જાતને દુ;ખી માનતા હશે? અને સ્ત્રીમાં જ સુખ હોય તો વરવહુના કજી-યાથી આપણે ક્યાં અજાણ્યાં છીએ ? પુત્ર–પુત્રીમાં જ જો સુખ હોય તો ઘણાંય માબાપોએ પોતાનાં સંતા-નોના વર્તનથી પોતાનાં હૃદય ક્યાં ભાંગ્યાં નથી ? અને માનપાનમાં જ સુખ હોય તો કીર્તિને શિખરે પહોંચ્યા

પછી પણ માણસો ક્યાં ખરૂં સુખ ભોગવી શક્યા છે ? તેથી જ ઇચ્છાઓ ઉમદા વસ્તુઓ માટેની હોવી જોઇએ. હલકી ઇચ્છાને સ્થાને સારી ઇચ્છા રોપવી એ પ્રગતિનો માર્ગ છે. ખાણીપીણીમાં કે મોજશોખમા પૈસા ઉડાવવા કરતાં કેળવણી પાછળ પૈસા ખરચવા એ વધારે સારૂં છે. વિષય વાસનાની પાછળ જીંદગી ફના કરવી એના કરતાં સર્વને નિઃસ્વાર્થપણે ચાહવાની શક્તિ કેળવવી એ વધારે ચિરસ્થાઇ છે. ધન કમાવા માટે કાવાદાવા કરી જીવનને અધમ બનાવવું એના કરતાં મન અને હૃદયની શક્તિઓ ખીલવવી એ વધારે સુખકર છે કારણ કે એ રીતે આપણે આપણો આત્મ સ્વભાગ પ્રગટ કરતા જઇએ છીએ અને એ જ સુખનો રાજમાર્ગ છે. માટે જ દુનિયાની બાહ્ય વસ્તુઓમાં ખરૂ સુખ નથી; ખરૂં સુખ ઇશ્વરી જીવનમાં રહેલું છે અને આપણા જીવનના સર્વ પ્રસંગો માત્ર આપણને એ જ માર્ગે દોરી રહ્યા છે.

(૩) જેટલા પ્રમાણમાં આપણે બીજાંઓને સુખ

કે દુઃખ આપીશું તેટલા જ પ્રમાણમાં આપણને સુખ કે દુઃખ મળશે. **વાવશો એવું લણશો** એ કુદરતનો નિયમ છે. આપણા જીવનથી બીજાઓને જેટલું હિતઅહિત કર્યું હશે એટલું જ હિતઅહિત આપણે ભોગવવાનું છે Consideration for others બીજા માટે વિચાર એ આપણું સુત્ર હોવું જોઇએ અને આપણાં કાર્યોની અસર બીજા પર કેવી થાય છે તે આપણે વિચારવું જોઇએ. આપણે જો કોઇને સ્થૂલ જીવનની જરૂરીઆતો પુરી પાડી હશે તો જરૂર આપણને સ્થૂલ જીવનનું સુખ મળ્યા વિના રહેશે નહિ. કોઈ તરફ દયા કે પ્રેમના વિચારો મોકલ્યા હશે તો કદાચ નિર્ધન હોવા છતાં પણ પ્રેમભક્તિની પ્રેરણાઓ આપણા હૃદયને સુખ શાંતિથી આરામ આપશે. રાવસાહેબ કે ખ.નબહાદુર બનવા માટે જ દેશમાં જો બાગબગીચા કે નિશાળો બંધાવી હશે તો જરૂર રાવબહાદુર કે ખાનબહાદુર બનીશું અને બીજાઓને જે સ્થુલ સુખ આપ્યું છે તેનો બદલો

આપણને જરૂર મળ્યા વિના રહેશે નહિ. નિર્ધન હોઈ કોઈ ગરીબને સ્થૂલ સહાય આપી શક્યા નહિ હોવા છતાં તેના તરફ પ્રેમ અને દયાથી નિહાળ્યું હશે તો જરૂર હૃદયથી આપણે સુખી થયા વિના રહીશું નહિ તેવી જ રીતે શરીરથી અને મનથી બીજાંઓને જે જે દુઃખો દીધાં છે તે આપણે પોતે જ ભેગવવાં પડશે એ પણ નિઃસંદેહ છે માટે જ આપણા સુખને ખાતર બીજાઓને દુઃખી અને પાયમાલ કર્યાં હશે, આપણા આનંદને ખાતર બીજાઓને પગ તળે કચર્યાં હશે તો તેનો બદલો પણ તેટલા જ પ્રમાણમાં આપણને મળ્યા વિના રહેનાર નથી માટે જ ભવિષ્યનાં દુઃખોની કીંમતે અત્યારનાં સુખો વ્હોરતાં અટકવું જોઇએ અને 'વર્તમાન એવાં વાવવાં જોઈએ કે ભવિષ્ય સારાં ઉગે.'



# ફુલ પાંદડી



૧. જે. કૃષ્ણમૂર્તિ
૨. કળામય જીવન
૩. કેટલાક જીવનપ્રશ્નો

આ પાંદડીઓ પ્રચારકાર્ય માટે કાઢવામાં આવી છે. આવી છ પાંદડીઓ એક રૂપીઆમાં ઘેર બેઠાં મળી શકશે. ઉપરાંત કોઇ ભાઇ આ કાર્યમાં મદદ કરશે તે આભાર સહિત સ્વીકારવામાં આવશે.

લખો : હીરાલાલ છો. બક્ષી
રાજપીપળા.

